

પ્રથમવાર. ૨૦૦૦

॥ अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥

# મુસલમાન ભાઇઓને

# ખુલ્લો પત્ર

લેખક:

હરિશંકર વિદ્યાર્થી

મૂલ્ય:

એક આનો

૧૩-૫-૨૫

# પુસ્તકો કેમ ખરીદવાં !

૧. વધારેમાં વધારે પાંચ તોલા વજનની નાની ચોપડી વી.પી.થી મંગાવતાં ત્રણ આના તો પોસ્ટખાતાંને જ આપી દેવા પડે છે-"સોના કરતાં ઘડામણ" મોંઘું થઇ જાય છે,

૨. માટે એવાં નાનાં પુસ્તકો એક સાથે પાંચ-દશ કે પચીશ મંગાવવાં.

૩. છતાં એકજ પ્રત મગાવવી હોય, તો તેટલી કીંમતની પોસ્ટની ટીકીટો જ મોકલી આપવી. (પોસ્ટેજ ખર્ચનો અર્ધો આનો વધુ મોકલવાનું ધ્યાનમાં રાખવું.)

**આ પુસ્તકનો પ્રચાર કરવા માટે જથાબંધ મગાવનાર માટે નીચે પ્રમાણે કીંમત રાખી છે.**

| | | |
|---|---|---|
| નંગ. | ૧૨) | ૦-૧૧-૦ |
| ,, | ૨૫) | ૧-૫-૦ |
| ,, | ૫૦) | ૨-૮-૦ |
| ,, | ૧૦૦) | ૪-૧૨-૦ |

## અન્ય પુસ્તકો માટે કમીશન

| | | | | |
|---|---|---|---|---|
| નં. | ૨૫) | મગાવનારને | ૧૨॥ | ટકા કમીશન મળશે. |
| ,, | ૫૦) | ,, | ૨૦ | ,, |
| ,, | ૧૦૦) | ,, | ૨૫ | ,, |

**પોસ્ટેજ જુદું જાણવું.**

# મુસલમાન ભાઈઓને

## ખુલ્લો પત્ર

ઓ મુસલમાન બિરાદરો! તમે આજે શું લઈ બેઠા છો? તમે શું કરવા ધારો છો? શું તમે આ ધરતી ઉપરથી હિન્દુઓનું નામ ભૂંસી નાખવા માગો છો? હજારો-લાખો, અરે કરોડો વર્ષથી પોતાના બાપ-દાદાની ભૂમિમાં શાંતિથી નિવાસ કરી રહેલી આ મહાજાતિનો કાળીઓ કરી જવા ચાહો છો? ભાઈઓ! કહો તો ખરા, તમે શા માટે આ પુણ્ય-ભૂમિમાં આજે ઉલ્કાપાત આદર્યો છે?

શું તમે આખી દુનિયાને ઇસ્લામી બની ગએલી જોવા ઇચ્છો છો? અને જો એમજ હોય, તો આ વિશાળ દુનિયા ઉપર ફરી વળોને? કોણ તમને રોકે છે? અંગ્રેજો, ફ્રેંચો, જર્મનો, અમેરિકનો આદિ કરોડો મનુષ્યો આ દુનિયા ઉપર પથરાઇ પડયાં છે, તેમને વીણીવીણીને મુસલમાન બનાવી ઘોને? અરે બહુ દૂર ન જવું હોય, તો આ રહ્યા તમારી પડોશમાંજ સેંકડો ચીના અને જાપાનીઓ! તેમને તમારા મજહબમાં ઘસડી લ્યોને! આટલા બધા દેશો અને આટલા બધાં અન્ય માનવી-ઓને છોડીને તમે કેવળ અમારોજ પીછો કેમ પકડયો છે?

શું આ ભૂમિએ તમને પોતાના ખોળામાં આશ્રય આપેલો છે, એ એનો ગુન્હો છે? શું આ પવિત્ર ભૂમિ તમને અન્ન-જળ આદિથી અહર્નિશ ગુલતાન કરાવે છે, અને આખર વેળાએ પણ જે અતુલનીય પ્રેમથી પોતાની ગોદમાં તમને મીઠી નિદ્રા લેવા દે છે, એ એનો અપરાધ છે? શું તમારા પાક કહેવાતા ઇસ્લામ ધર્મમાં જેનો આશ્રય મળે, તેનુંજ ભક્ષણ કરી જવાની આજ્ઞા છે? ઓ ધર્મઘેલા ભાઇઓ! તમે એક વાર સ્પષ્ટ શબ્દોમાં કહો તો ખરા કે શા માટે તમે આખી દુનિયાને છોડીને કેવળ અમારીજ પાછળ પડ્યા છો?

શું તમને બીજાનો ડર લાગે છે અને અહિં પોચું દેખાને શાંત હિન્દુઓને રંજાડવા માંડ્યા છે? શું તમે હિન્દુઓને "ભાતખાઉ વાણીઆ" સમજીને તેમને સતાવી રહ્યા છો? હા! હા! ઘણા ઇસ્લામી ભાઇઓ એમજ સમજે છે કે, "હિન્દુઓ નામર્દ અને બાયલા છે. અમે શૂરવીર! હિન્દુઓને અમે હરાવેલા! અમે દિલ્હીને જીતનારા! હિન્દુસ્થાનની બાદશાહી અમારા ઘેર હતી!"

બિરાદરો! આવું કહેતાં તમે ભાંત નથી ભૂલતા? જરા ગાંડપણ છોડીને કોઇ સંયુત કાન અને આંખોવાળા ડાહ્યા માણસને પૂછી જુઓ કે "હિન્દને કોણે જીત્યું?" નહિ તો શાહાબુદ્દિનને પૂછી જુઓ કે પૃથ્વીરાજ કોણ હતો? શું તમે માનો છો તેમ તે નમાલો, બીકણ અને 'ભાતખાઉ વાનીઓ' હતો? જવાબમાં હુંકાર ભણતા જશો, તો ધરતીના ચારેય ખુણા ગાજી ઉઠશે કે, "સિંહ હરણીને પકડે તેમ શાહાબુદ્દીનને છ છ વાર પકડીને છોડી દેનાર પૃથ્વીરાજ ઉદાર.

ક્ષમાવાન અને પરમ વીર હિન્દુ હતો. " અરે આખી દુનિયા ઉપર યુનિયન જેકની આણ વર્તાવનાર બહાદૂર અંગ્રેજો પણ પોતાના આંગણે હિન્દી રાજલક્ષ્મી હાથ જોડીને ઉભેલી છે, છતાં તેને તલવાર વડે જીતવાનું કહેતાં આંચકો ખાય છે! માટે ભાઇઓ છેક ગાંડા ન થાઓ! હિન્દને કોઇએ જીત્યું નથી, પણ તેના કમજાત–દેશદ્રોહી સંતાનોએ પોતાની મેળે જ ગુમાવ્યું છે–બીજાના હાથમાં સોંપ્યું છે.

કદાચ કોઇ કારણથી તમને કેળવણી–વિદ્યા સામે અણબનાવ હોય અને ઇતિહાસ ન જાણતા હો, તો ગુજરાતી પાંચમી–છઠ્ઠી ચોપડી ભણનારા કોઇ નિશાળીઆને પુછી જોશો, તો તરતજ તમે સત્ય હકીકત જાણી શકશો.

હું અને મારો ભાઇ એકવાર બાઝી પડયા. ગુસ્સામાં બાથમબાથ આવી ગયા અને એક બીજાને જમીનદોસ્ત કરવા માટે દેહનું ભાન ભૂલી ગયા! એવામાં એક શ્વાન રસોડામાં ઘુસી ગયો અને જમવા માટે પીરસેલી થાળીમાંથી દૂધપાક ચાટી ગયો તથા બે–ત્રણ પુરીઓ ઉપાડીને ભાગી ગયો! પછી તેણે શેરીએ શેરીએ ભસવા માંડયું કે " મેં અમુક ઘરમાંથી દૂધપાક અને પુરી પડાવી ખાધાં. " બુદ્ધિ અને વાચાહીણ પ્રાણીને કયાંથી ખબર હોય કે જો પેલા કાળા માથાના માનવીઓ આપસમાં લડતા ન હોત, તો તેની કેડના મંકોડા તોડી નાખત! મારા ભોળા મિત્રો! આપણી હકીકત કંઇક આવાજ પ્રકારની છે.

ચતુર અકબરશાહ જેવા ચાર પાંચ બાદશાહો ખરી વાત સમજતા હતા, તેથી તેમણે ધર્મવીર હિન્દુઓને છેડવાનું

મૂકી દઇને તેમની અંદરની સ્થિતિનો લાભ લીધો, પરંતુ ઔરંગઝેબ હિન્દુઓને ઓળખી શકયો નહિ. અને માર્ગ ભૂલ્યો તેની ભૂલ ભરેલી નીતિથી એક ઉત્તરમાં અને એક દક્ષિણમાં એમ બે મહાવીરો હાથમાં વજ્રકુહાડા લઇને પ્રકટ થયા. ઉત્તરમાં ગુરૂગોવિંદસિંહે અને દક્ષિણના વીર શિવાજીએ એ ભયંકર કુહાડા વડે ઔરંગઝેબની હયાતિમાં જ મોગલ સામ્રાજ્ય રૂપી વિશાળ વૃક્ષના મુખ્ય મૂળીઆં તોડી નાખ્યાં. ત્રણ ચાર પેઢી પછી પેશ્વાની સેનાસાગરનાં પ્રચંડ મોજાં ઠેઠ અટક સુધી પહોંચી સુલેમાન પહાડની દીવાલો સાથે અફળાવા લાગ્યાં, અને દિલ્હીની નામશેષ રહેલી બાદશાહી તેમાંજ ઘસડાઇને કાળ-મહાસાગરના તળીએ ડુબી જવાની તૈયારીમાંજ હતી, પણ એવામાં ઇશ્વરે અંગ્રેજોને મોકલ્યા અને બાજી ફરી ગઇ! હિન્દુ મુસલમાનો વચ્ચે છેવટનો ફેંસલો આણનારૂં અંતિમ યુદ્ધ થઇ શકયું નહિ અને જે પરિણામ વિફરેલા હિન્દુઓના હાથે આવવાનું હતું, તે અંગ્રેજોના હાથે આવ્યું – દિલ્હીની બાદશાહી ડુબી ગઇ!

મિત્રો, આપ હવે સમજ્યા હશો કે જો અણીના પ્રસંગે આ દેશમાં અંગ્રેજો ન આવી પહોંચ્યા હોત, તો મરાઠા અને શીખ રૂપી બે મોટી શિલાઓ વચ્ચે દિલ્હીની બાદશાહી સંપૂર્ણરીતે દળાઇ ગઇ હોત! અર્થાત્ હિન્દુ "વાનીઆઓ"ના હાથેજ અત્યારની ગેરસમજુતનો નિકાલ થઇ ગયો હોત!

દિલ્હીનાં તખ્ત ઉપર થોડો વખત બેસી જનારા અફઘાન તુર્ક કે મોગલોના વંશજોના હાથમાં આ લેખ લખી રહ્યો છું, તે પેન્સીલ રાખવા જેટલી પણ જમીન આ દેશમાં રહી નથી!

હાલમાં જે થોડાં ઘણાં ઇસ્લામી રજવાડાં છે, તે આ દેશના વટલાઇને મુસલમાન બનેલા અસલ હિન્દુઓની જ સત્તા નીચે છે ! દિલ્હીને જીતનારાના છેલ્લાં વારસો તો મુંબઇના મદનપુરામાં રોટી વિના ભૂખે મરવાની વાત એક વાર પ્રકટ થઇ હતી !!

શું આ સઘળી વાત તમે જાણુતા નથી? જાણુતા હશો, પણુ માનતા નથી. તો ભલે! તમે ગમે તેમ માનવા માટે સ્વતંત્ર છો. સુરજને ચાહા પીવાની રકાબી માનો, ગિરિરાજ હિમાલયને રમવાની સોગટી માનો કે હિન્દને ઇસ્લામે જીતેલું માનો! અને તમને એવું સારૂં લાગતું હોય, તો અમે પણ એમજ માનીએ!

પરંતુ ભાઇઓ એટલું તો સત્ય બોલો કે હિન્દને જીતનારા એ કોણુ હતા? તમે હતા? ઇતિહાસ તો પોકાર કરી રહ્યો છે, કે દેશદ્રોહી જયચંદ્ર પાસેથી હિન્દની લગામ હાથમાં લેનારા અફગાન, મોગલ કે તુર્ક હતા! પણુ તમે-તમારા બાપ દાદા કોણુ હતા? શું તે હિન્દને જીતનારા હતા? અરે ભોળા ભાઇઓ છાતી ઉપર હાથ રાખીને જરા તો વિચાર કરો, કે તમે કોણુ છો? આપણા શત્રુઓ કહે છે, તે તમે સાંભળ્યું નથી? તેઓ તો કહે છે કે "હિન્દના મુસલમાનો બાયલા, બીકણુ, સ્વાર્થી, પરાજીત અને વટલેલા હિન્દુઓનાં સંતાનો છે!" શું આ વાત અક્ષરે અક્ષરે સાચી નથી? મારા ભોળા ભાઇઓ! ખુદાની ખાતર તમારા આત્માને પૂછી જુઓ કે તમે કોણુ છો? અને જો તમે સ્વાર્થી, બીકણુ, હારેલા અને વટલેલા હિન્દુઓના સંતાન હો, તો શું મોઢું લઇને પોતાના ધર્મમાં અચલ રહેનારા ટેકીલા હિન્દુઓ સામે ફોકટનો-ફોગટનો ગર્વ કરો છો? મિત્રો, આ હકીકત અભિમાન કરવા યોગ્ય છે કે શરમાવા યોગ્ય? મારની બીકે અથવા ધન વૈભવની લાલચે વટલી જનારાં-ધર્મ વેચનારાં અને પોતાની બેન-

બેટીને પણ પરદેશીઓનાં ઘરમાં બેસાડનારાં માવતરનાં બાળકોએ તો શરમાવું જોઇએ અને સ્વધર્મ માટે પોતાનું સર્વસ્વ સ્વાહા કરી દેનારા પ્રમાણિક, સાચા, શુરવીર અને ધર્માત્મા હિન્દુઓના તેમણે પગ પૂજવા જોઇએ!

બિરાદરો! તમે તમારી સ્થિતિનો ખ્યાલ કરો! શું તમે તમને પોતાને દિલ્હીને જીતનારા કે આખી દુનિયાને જીતનારા માનીને હાંસીને પાત્ર નથી બનતા? જરા હું એક વાત કહું તે સાંભળો! અત્યારે ઘણા ઢેડ અને ભંગી ભાઇઓ પૈસાની લાલચે ખ્રિસ્તી બની જાય છે, તેઓ પાંચસો સાતસો વર્ષ પછી આપણને (હિન્દુ-મુસલમાનને) એવું સંભળાવે કે "અમે ખ્રિસ્તીઓ હિન્દને જીતનારા! અમે રેલ્વે લાવ્યા, તાર-ટપાલ દાખલ કીધાં! અમે મોટી મોટી કોલેજો અને ઇસ્પિતાલો સ્થાપી" ઇત્યાદિ. આવી વાતો જ્યાં ત્યાં કહેતા ફરે, તો તેમની શિકલ કેવી દેખાય? તમે પોતે જ તેમને "હાફમેંડ" નો ખિતાબ આપી દ્યો કે નહિ? ભાઇઓ એજ પ્રમાણે તમે તમારી સ્થિતિનો વિચાર કરી જુઓ! દુનિયા કાંઇ આંધળી નથી, કે તે તમને દિલ્હીના બાદશાહ સમજે! આપણે ગમે તેટલો બકવાદ કરીએ, પણ સત્ય છે, તે સત્ય જ છે. વળી મનુષ્યપ્રકૃતિ પણ એવી જ છે કે તે આવાં

સત્યોને કદિ ભૂલતી જ નથી! કર્ણ ગમે તેવો દાતા હતો, ગમે તેવો બાણાવળિ હતો, દુર્યોધન જેવા સમ્રાટનો મિત્ર હતો, અને તે પોતાને મગરૂર અને મહાન સમજી અર્જુનની બરાબરીમાં ખપવા માગતો, પરતું ભરસભા વચ્ચે દ્રૌપદીએ 'સુતપુત્ર' કહીને તેને સત્ય વસ્તુનું ભાન કરાવ્યું. એજ પ્રમાણે બિરાદરો, તમે પોતાને ગમે તેવા સમજો, છતાં દુનિયા તો ખરી વાત છે, તે જ સમજે

છે. મોઢે ચઢીને કોઇ કહેતું નથી, તેથી ભુલાવામાં પડશો નહિ. આ વાતની તમારે વિશેષ ખાતરી કરવી હોય, તો હિન્દ બહાર જઇને જુઓ કે ત્યાં તમારી કેટલી કીંમત છે? બહાદુર તુર્કી, અફઘાન, મિસર આદિ મુસ્લિમ પ્રદેશોમાં તમારી એક દમડીની પણ કીંમત નથી એ તમને તરતજ માલમ પડશે, અરબમાં થોડા વખત પહેલાં દુનિયાના ઇસ્લામીઓની પરિષદ્ મળી હતી. ત્યાં "શેરના બચ્ચા" ગણાતા આપણા અલિ-બિરાદરોનો એક શિયાળ જેટલો પણ સત્કાર ન થયો, તેનું શું કારણ?

ભાઇઓ! તમે છેક સમજશક્તિને તિલાંજલિ ન આપો અને હિન્દુઓને ડરપોક કે બાયલા સમજવામાં થાપ ન ખાઓ! હિન્દુઓ શાંત છે, તે કંઇ તેની નબળાઇ નથી, પણ તે તેનો સ્વભાવ છે. હિન્દુઓ તમારી થપ્પડો ખાય છે, તે તેમની નિર્બલતા નથી, પણ તેમના ધર્મનું ખાસ લક્ષણ-સહિષ્ણુતા છે.

મિત્રો, તમે ખાત્રીથી માની જાઓ કે અર્જુન જેવા ધનુર્ધારી, ભીમ જેવા પહેલવાન, સંગ, પ્રતાપ, ગુરૂગોવિંદ તથા રણજીત જેવા રણપંડિતો અને શિવાજી જેવા વાઘને જણનારી જાતિ કદિ "ભાતખાઉ" કે બાયલી હોય જ નહિ!

મહાવીર શ્રીકૃષ્ણ શિશુપાળની અનેક ગાળો મુંગા મોઢે સાંભળી રહ્યા. તેથી તે શ્રીકૃષ્ણને ભીરૂ-બીકણ સમજીને વધુને વધુ ગાળો દેવા લાગ્યો; પરંતુ નવાણું ગાળો દીધા પછી શું પરિણામ આવ્યું? એ ગાળોના પ્રતાપે શાંતિ અને સહિષ્ણુતા બાજુ ઉપર હડી ગયાં અને શ્રીકૃષ્ણનાં નેત્રો લાલચોળ બની ગયાં. આખી સભા જોઇ રહે, તેમ ભીરૂમાં ખપેલા શ્રીકૃષ્ણના ભયંકર ચક્રવડે શિશુપાળનું મસ્તક ધડથી જુદું થઇ ગયું અને

શ્રીકૃષ્ણ ભીરુ નથી, પણ આતતાયીઓનું નિકંદન કાઢનાર વીરપુરુષ છે; એવું જ્ઞાન થતાં પહેલાં તો શિશુપાળની આંખો સદાના માટે બંધ થઇ ગઇ!

મિત્રો! હિન્દુજાતિ શ્રીકૃષ્ણનીજ વારસ છે, માટે કૃપા કરીને તમે શિશુપાળ ન બનશો!

બીજી એક વિચારવા જેવી વાત કહું. મુંબઇ, અમદાવાદ, સુરત, વડોદરા આદિ પાંચ-દશ શહેરોમાં વસનારા ધોતીઆં ને પાઘડી-વાળા મહેતાજીઓ તથા વકીલોને જોઇને તમે છેતરાઓ છો અને હિન્દુજાતિને એવા મહેતાજીઓ તથા વકીલોનીજ બનેલી માનો છો. ભાઇઓ! તેમાં તમે ભૂલ ખાઓ છો. હિન્દુજાતિમાં એકલા મહેતાજીઓ, વકીલો કે "વાનીઆ" નથી, પરંતુ મોટી મોટી આંખોવાળા, પાડા જેવી ગરદનવાળા અને ઢાલ જેવી વિશાળ છાતીવાળા પ્રચંડકાય ચૂડાસમા, ઝાલા, પરમાર આદિ કાઠિયાવાડી રાજપુતો, એક રાતમાં પચાશ પચાશ ગાઉ સુધી પહોંચીને શત્રુઓનાં માથાં વાઢી લાવનારા ભડ કાઠી અને આયર-વીરો હજી તમે જોયા લાગતા નથી!

સ્વામીનારાયણના ગઢડામાં તાબુત લઇ જવા માટે પીપળાની ડાળી કાપવા જતાં શું પરિણામ આવ્યું, તે તમે સાંભળ્યું છે? વીસ વીસ ગાઉ ઉપરથી કાઠિયાવાડી પંખાળી ઘોડીઓના કાઠિ અને આયર અસવારો અંધારી રાતે એકાએક ગઢડામાં આવી પહોંચ્યા અને અનેક લોથોનો ધરતી ઉપર ઢગલો કરી દિવસ ઉગતાં પહેલાં તો કયાંના કયાં પહોંચી ગયા, તેનો હજી પણ પત્તો નથી. તાબુતના હાડકાં તો પેલા પીપળા નીચે જ

પડી ગયાં ! એ દેશવિખ્યાત ઘોડીઓના હજારો અસવારો હજી જીવે છે હો !

એ સિવાય ચુંવાળના બહાદુર ઠાકરડા અને ખડતલ નાડોદા, ચરોતરના બારૈયા, પાટણવાડીઆ અને બારૈયા, વાઘ અને દીપડા સાથે કુસ્તી ખેલનારા આબુ, અરવલ્લિ અને પંચમહાલના ધનુર્ધારી ભીલો વગેરે અનેક લડાયક જાતો ગુજરાતના સેંકડો ગામડામાં પથરાએલી પડી છે. મહેતાજીઓ અને વકીલો કરતાં તેઓની સંખ્યા હજાર ગણી અધિક છે.

ગુજરાતની જેમ સમસ્ત હિન્દમાં જોશો, તો દખ્ખણના વજ્રકાય મરાઠા અને શિવાજી મહારાજના વીર માવલાઓ, પંજાબના સિંહ ગુરૂગોવિંદના પહાડ જેવા લાખો શીખવીરો તથા નેપાળના બહાદુર ગુરખાઓને તો અંગ્રેજો, ફ્રેંચો અને જરમનો પણ ઓળખે છે, તેમજ સ્વનામધન્ય મેવાડના ઇતિહાસપ્રસિદ્ધ રાજપૂતવીરોને તો આપ પણ ઓળખતા હશો. આ પ્રમાણે યમરાજની સાથે પણ યુદ્ધ ખેલે તેવા જાટ રોહિલા આદિ કરોડો વીરો ભારતમાતાના ખોળામાં ખેલી રહ્યા છે. તેઓ હજી ડુંગળી વેચવા લાગ્યા નથી !

ભાઇઓ ! હિન્દનાં થોડાંક શહેરોના મુઠીભર મહેતાજીઓ અને વકીલો કરતાં તેઓની સંખ્યા કરોડો ગણી વધારે છે. ગામના પાદરમાં પનિયારીઓનાં જુથ જોઇને આખું ગામ પનિયારીઓથી જ વસેલું જાણવું નહિ, તેમજ શહેરોની બજારો, સભાઓ અને ઑફીસો વગેરેમાં મહેતાજીઓ અને વકીલો જોઇને આખી હિન્દુ પ્રજા મહેતાજીઓ અને "વાનીઆ"ની જ બનેલી માનશો

મા ! જેમ પનઘટ છોડીને ગામમાં જતાં પનિયારીઓનાં બદલે અનેક 'દાઢીઆળા' દેખાય છે, તેમ શહેરો અને સભાઓ છોડીને ગામડાં તથા ખેતરોમાં જઇને જોશો, તો ધીંગી ડાંગો, ચળકતાં ધારીઆં અને તિક્ષણ તિરકામઠાં વાળા અસંખ્ય ખેલાડીઓ આંખ આગળ દેખાશે !

મિત્રો, ભલે તમે ઇસ્લામ ધર્મને પાળો અને બીજાં મનુષ્યોમાં પણ તેનો ખુશીથી પ્રચાર કરો ! પરંતુ ધર્મનું કામ ધર્મની શોભા વધે, તેવી જ રીતે કરવું જોઇએ ! ધર્મના નામ ઉપર દુનિયાભરની બદમાશી કરવી, તે કંઇ ધર્મ કહેવાય ખરો ? ભાઇઓ ! તમે થોડી વાર થોભી જાઓ અને ખુદાની ખાતર તમે શું કરી રહ્યા છો, તેનો વિચાર કરો ! તમે ધર્મપ્રચાર કરી રહ્યા છો કે અધર્મને ઢંઢોળીને જાગૃત કરી રહ્યા છો ?

તમે અમારાં અનેક પવિત્ર દેવસ્થાનો તોડી-ફોડીને સ્મશાન તુલ્ય બનાવી દીધાં! તમે અમારાં અનેક સુંદર નગરો ઇમારતો આદિ લૂંટયા અને બાળ્યાં. તમે અમારા દુનિયાના પુસ્તકાલયોના ભૂષણ રૂપ અનેક પવિત્ર અને કીંમતી ગ્રંથોને હમામખાનાનું પાણી ગરમ કરવા માટે બાળી ભસ્મ કીધા! અરે ધર્મના નામ ઉપર તમે અમારાં નિર્દોષ ગભરૂ બાળકોને પણ ક્રૂરતાથી કતલ કીધાં અને છેવટે સંસારમાં જેનું નામ લેતાં અનેક કુલટાઓ પવિત્ર થઇ જાય, તેવી જગદંબા રૂપ અમારી સતી દેવીઓની આબરૂ ઉપર પણ હાથ નાખતાં તમે જરા પણ આંચકો ન ખાધો ! મિત્રો ! શું આ તમારો પાક મજહબ ! શું આવાં નીચમાં નીચ અને દૈત્યોને પણ દયા આવે, એવાં કૃત્યો કરીને તમે ખુદાની મહેરબાની મેળવી શકો છો ? શું તમે આવા રાક્ષસી ઉપાયો વડે હિન્દુઓને મુસલમાન બનાવી દેવા માગો છો ?

ઓ ધર્મઘેલા ભાઇઓ ! તમે આટલું કરીને પણ ક્યાં અટકો છો ! ઇસ્લામની સત્તા હતી, ત્યારે તમે નિઃશંકપણાથી આવા જુલ્મો કર્યાં, તોપણ તમે તૃપ્ત થયા નથી ! અને અત્યારે બળવાન બ્રિટિશ સત્તા નીચે દબાયા છો, છતાં દગા-ફટકા અને ચોરી-ચુપકીથી પણ તમારૂં ખપ્પર ભરવા માટે હંમેશાં ટાંપી રહ્યા છો ! તમારૂં છેલ્લું કૃત્ય જોઇને તો નાડીઓનું રૂધિર થંભી જાય છે. **સ્વામી શ્રદ્ધાનંદ** જેવા વયોવૃદ્ધ, રોગી, અશક્ત, બીનહથિયાર અને અસાવધ સાધુનું દગાથી ખૂન કીધું, અને તે પણ તેના ગોળાનું પાણી પીધા પછી ! આ પ્રમાણે તમે અમારા માથાના મુકુટને હણી નાંખ્યો ! આ ભીષણ કાળમાં અમારા એકના એક આધારને ખુંચવી લીધો ! હજારો અનાથ વિધવાઓ, અસહાય અછૂતો અને નિરાધાર બાળકોના તારણહારને હરી લીધો ! અમે અજ્ઞાન અંધકારમાં ડુબેલા લાખો આર્યોની આંખો ફોડી નાખી ! ગુરૂકુળના સેંકડો વિદ્યા-પિપાસુ ઉગતા જુવાનોનું અમૃતઝરણું સૂકવી નાખ્યું ! ઓ ભાઇઓ ! હું તમને પોકાર કરીને કહું છું કે હવે તમે માફ કરી જાઓ ! મનુષ્યની ધીરજને પણ હદ હોય છે ! તમે હવે ખુદાને ખાતર—માનવજાતના ભલાને ખાતર આટલેથી અટકી જાઓ !

મેં આપને અગાઉ અરજ કરી, તેમ હિન્દુઓ સ્વભાવે શાંત છે, તેમ જ તેમના ધર્મે તેમને ગળથુથીમાં જ સહિષ્ણુતાનો પ્યાલો પાએલો છે, તેથી તમારાં અનેક તોફાનો પ્રત્યે તે દુર્લક્ષ કરે છે. આ પુરાણપ્રસિદ્ધ જાતિએ પોતાના અતુલ ધર્મબળ વડે સેતાનને દબાવી રાખ્યો છે. બિરાદરો, તેને હવે તમે ઝાઝું સતાવો મા ! જુલમને પણ હદ હોય છે, છતાં જો તમે તેનો કેડો નહિ જ મૂકો, તો સંભવ છે કે તે છેવટે પોતાનો શાન્તિધર્મ છોડી દઇને

સેતાનને છુટો થવા દઇ તમારૂં અનુકરણ કરશે, ત્યારે ભાઇઓ, તમે ખાતરી રાખજો કે આ ધરતી ઉપર તમને ઉભા રહેવાની જગ્યા નહિ મળે—તમને કોઇ પણ સંઘરશે નહિ!

પેલા મહેતાજીઓ અને વકીલોના પ્રમાદથી જ પેલા મોટી મોટી આંખોવાળા મહાવીરો બેદરકાર રહીને ઉંઘે છે. તમારા તોફાનના સમાચાર તેમને મળતા નથી, માટે બન્ધુઓ, તમે થોડામાં અધિક સમજી જાઓ! જો તમારો ત્રાસ અસહ્ય થઇ પડશે, તો પેલા મહેતાજીઓ શહેરમાં ભાષણો કરવાનું છોડી દઇને ગામડાંઓમાં પેલા લાખો રણવીરોના આંગણે દોડી જઇને જે દિવસે "બુંગીઆ" ઢોલ ઉપર દાંડી પીટશે, તે દિવસે તમે સમુદ્રના તળીએ પેસી જશો, તોપણ સલામત રહી શકશો નહિ અને અમે પણ રડીશું, કારણ કે અમે અમારો શાંતિધર્મ ત્યજીને સેતાનના તાબે થઇ ગયા હોઇશું! મિત્રો, હું કાંઇ તમને ધમકી આપતો નથી: પરંતુ તમે, અમે અને આપણી બ્રિટિશ સરકાર—ત્રણેયનાં ભલા માટે વસ્તુસ્થિતિ (સત્ય હકીકત) જણાવું છું!

**ઈસ્લામની વિચિત્રતા!**

બિરાદરો! તમારી કેટલીક વર્તણુક એવા પ્રકારની છે કે તેનો ભેદ સાધારણ બુદ્ધિથી સમજી શકાતો નથી. ઘણી વાતો જોઇને તો કેવળ આશ્ચર્ય જ થાય છે અને મુંઝવણમાં પડી જવાય છે. આ વિષયમાં સાધારણ હિન્દુઓના મનમાં જે ગડમથલ થઇ રહી છે, તે ટુંકામાં આપની સેવામાં અત્રે રજુ કરૂં છું. આશા છે કે આપમાંથી કોઇ વિદ્વાન મુસલમાન ભાઇ તેનો જાહેરમાં ખુલાસો કરી અમારા મનનું સમાધાન કરશે.

૧. હિંદુઓ શિવાજી, પ્રતાપ આદિ તેમના પ્રતાપી અને દેશહિતૈષી પૂર્વજોની જયંતિ ઉજવે છે, તેમ તમે પણ મહમદ બિન કાસમની જયંતિ ઉજવવાના છો! અહિં આશ્ચર્ય એ થાય છે કે પ્રતાપ, શિવાજી વગેરે હિન્દુઓના પૂર્વજો છે. તેમણે દેશ અને ધર્મની તેમજ હિંદુઓની મા-દીકરીના સતીત્વની રક્ષા અર્થે અનેક કષ્ટો વેઠી ભગિરથ પ્રયત્નો કર્યા હતા, તેથી હિંદુઓ તેમની જયંતિ ઉજવે તે સકારણ છે, પરંતુ તમે મહમદ બિન કાસમની જયંતિ ઉજવો છો, તેનું કારણ કાંઈ સમજાતું નથી! મહમદ કાસમે તો તમારા પૂર્વજોને માર્યા, ઝુડ્યા અને લૂટ્યા હતા! વળી તમારી મા-દીકરીનું રક્ષણ કરવાને બદલે તેણે અનેકનું હરણ કરીને પોતાના ઘરમાં બેસાડી હતી શું આવું કાર્ય કરનાર તમારા માટે પૂજ્ય છે? શું હિંદુએ શિવાજી, પ્રતાપ વગેરેને પૂજે, તેમ તમે પણ મહમદ કાસમને પૂજો એ બન્ને વાત સમાન ગૌરવ લેવા લાયક છે? દુનિયાની કોઇ પણ સભ્ય જાતિમાં આવું દષ્ટાંત બતાવશો? ભાઇઓ, આતે તમારા ઇસ્લામધર્મનું કોઇ ગૂઢ રહસ્ય હશે કે તમારી અક્કલમાં વાંધો છે, તે કાંઇ સમજાતું નથી!!

૨. દુનિયાની દરેક પ્રજા ગમે તે ધર્મ પાળતી હશે, પરંતુ તે ધર્મના શિક્ષણ વડે કોઇ પણ પ્રજા પોતાના પૂર્વજોને કદિ પણ વિસરી જતી નથી, પરંતુ ઇસ્લામમાં તો તેથી ઉલટો જ નિયમ દેખાય છે. રામ, કૃષ્ણ, યુધિષ્ઠિર, વિક્રમ, ચંદ્રગુપ્ત અશોક આદિ મહાન પુરુષો હિન્દના મુસલમાનોના પૂર્વજો છે અને તે આખી દુનિયા જાણે છે, છતાં કોઇ પણ મુસલમાન તેમને પોતાના પૂર્વજ સમજવામાં ગૌરવ માનતો નથી. ઉલટું ઘણા ઇસ્લામીઓના ઘરમાં તથા દુકાનોમાં અનવરપાશા કમાલ-

પાશા આદિ પરદેશી મહાપુરૂષોની છબીઓ લટકાવેલી હોય છે અને દરેક મુસલમાન તેમને જ પોતાના પૂર્વજોના જેવું માન આપે છે. શું હિન્દના ઇસ્લામીઓના તે પૂર્વજો છે? અથવા શું તેમણે ધર્મપરિવર્તન કર્યું, તેમ પૂર્વજોનું પણ પરિવર્તન કરી નાખ્યું છે? આનું રહસ્ય કોઇ સમજાવશો?

કમાલપાશા ઝગલુલપાશા વગેરેને સ્વદેશભકત અને વીર પુરૂષ તરીકે હિન્દુઓ પણ માન આપે છે. શું એવાજ હેતુપૂર્વક તમે તેમને માન આપો છો? જો તમે એમ કહો કે અમારા ધર્મના તે મહાન પુરૂષો છે, માટે તમને માન આપીએ છીએ, તો અહિં થોડી વાર થોભી જાઓ અને હું તમને એક નાની સરખી વાત પૂછું, તેનો ખુલાસો કરો!

અહિંના ઢેડ તથા ભંગી ભાઇઓ ખ્રિસ્તિ બની ગયા છે, તેઓ લૉર્ડ કલાઇવ, વૉર્નહેસ્ટિંગ્સ આદિ ખ્રિસ્તિ અંગ્રેજોને પોતાના ધર્મના મહાન્ પુરૂષો માનીને તેમની છબીઓ દરેકના ઘરમાં લટકાવે, તો તેમના માટે તમે શું કહો?

વળી જે પ્રમાણે તમે કમાલપાશા આદિને માન આપો છો, તે પ્રમાણે જગવિખ્યાત જર્મન સેનાપતિ હીન્ડનબર્ગને કોઇ પણ અંગ્રેજ કે ફ્રેંચ બચ્ચો માન આપે છે? ( આ સઘળા ખ્રિસ્તિઓ જ છે. ) તેમજ મહાવીર નેપોલીઅન ખ્રિસ્તિ હોવા છતાં કોઇ પણ અંગ્રેજ, ફ્રેંચ કે ઇટાલીઅન ખ્રિસ્તી તેને પોતાનો ધર્મબન્ધુ સમજીને માન આપે છે? આ લોકો તો પ્રથમ

પોતાના દેશબન્ધુને જ પૂજે છે, અર્થાત્ તેઓ જન્મભૂમિને જ પ્રથમ માન આપે છે, પરંતુ તમે તો એથી ઉલટું તમારા દેશબન્ધુ તો

શું પણ તમારા પૂર્વજોને પણ છોડીને પરદેશીઓને માથાના મુગટ સમજો છો? શું યુરોપીઅનો સઘળા બેવકુફ છે?

મિત્રો! હું તમને ખુલ્લો પ્રશ્ન પૂછું છું કે તમારા પૂર્વજો કોણ છે? તેમના માટે તમારા હૃદયમાં જરા પણ સ્થાન છે કે નહિ? ધર્મપરિવર્તન તો દુનિયાની અનેક પ્રજાએ કર્યું હશે, પરંતુ તમારી પેઠે પોતાના પૂર્વજોને ભૂલી જનારી કોઇ પણ એક પ્રજા બતાવશો?

૩. કેટલાક માને છે કે ઇસ્લામના પ્રભાવથી જેમ તમે તમારા બાપ-દાદાને ભૂલી ગયા છો, તેમ જન્મભૂમિને પણ ભૂલી ગયા છો. તમારામાં એક છાંટાભર પણ દેશભકિત નથી. તેઓ કહે છે કે **ચીના જાપાનીઓ** વગેરે **પચાસ** કરોડ મનુષ્યો **બૌદ્ધધર્મ** પાળે છે. તેમના ધર્મના સ્થાપક ગૌતમબુદ્ધનો જન્મ **ભારતમાં** થયો હતો, તેમજ ખ્રિસ્તીધર્મના સ્થાપક **ભગવાન** ઇસુનો જન્મ એશિયામાં થયો હતો, છતાં તમારો અને તેમનો તફાવત જુઓ! **ચીના** કે **જાપાનીઓ** પોતાની જન્મભૂમિને છોડીને મોટા મોટા ફંડ-ફાળા ભેગા કરી કદિ પણ આ દેશમાં મોકલતા નથી, તેમજ યુરોપ-અમેરિકાના ખ્રિસ્તીઓ એશિયામાં મોકલતા નથી. પરંતુ બલિહારી ઇસ્લામની! કે તમે હાલતાં ને ચાલતાં જન્મભૂમિમાંથી બને તેટલું નાણું ઘસડીને **અરબસ્થાનના** રણમાં મોકલી આપો છો! મક્કા અને મદીના પૈસા મોકલો, તે તો સમજાયું, કારણ કે તે તમારાં તીર્થસ્થળો છે, પરંતુ અસહકારના સમયમાં લગભગ **એંશી લાખ રૂપિયા** તુર્કીના ભંડારમાં મોકલી આપ્યા ને શું? શું આથી દશમા ભાગની પણ રકમ તમે જન્મભૂમિના હિતાર્થે વાપરી છે? શું તમારા ધર્મમાં

**દેશભક્તિ જેવી કોઇ ચીજ જ નથી !**

ઉપર જણાવ્યા પ્રમાણે તમે તમારા બાપ-દાદાને વિસરી ગયા, જન્મભૂમિને ભૂલી ગયા અને હવે ગુજરાતના કેટલાક મુસલમાન ભાઇઓને પોતાની માતૃભાષા – ગુજરાતી – પણ ભૂલી જવાની ઇચ્છા થઇ આવી છે. તે માટે કેટલાક આગેવાનોએ શુદ્ધ ગુજરાતીના બદલે "ઇસ્લામી-ગુજરાતી" ભાષા બનાવવાની સૂચના કરી છે! શું આમ કરવાથી બહિસ્ત (સ્વર્ગ) નજીક આવતું હશે? શુદ્ધ ગુજરાતી ભાષામાં મુસલમાન ભાઇઓને શું વાંધો આવે છે, તે કોઇ સમજાવશે? કે તે પણ ઇસ્લામનું ગૂઢ રહસ્ય છે?

૫. ઇસ્લામમાં પોતાના પૂર્વજોની જગાએ પરદેશીઓનુ માન, સ્વદેશના બદલે પરદેશ પ્રત્યે પ્રેમ માતૃભાષાની જગાએ વિદેશી ભાષાને આદર અને છેલ્લે પોષાકનું પણ પરિવર્તન!! શું આ સઘળી વાતોનો હિંદુઓએ એવો અર્થ કરવો કે "આખરે ઇસ્લામી ભાઇઓ આ દેશના નથી, નથી ને નથી જ!"

૬. આ દેશમાં સ્વરાજ માટે જ્યારે જ્યારે મોટી ચળવળ ઉત્પન્ન થઇ, ત્યારે મુસલમાન ભાઇઓ જાણે પોતાને સ્વરાજ સાથે કંઇ પણ લેવા-દેવાનું ન હોય, તેમ સાવ તટસ્થ જ રહેલા છે, તેમ જ સ્વદેશ માટે કદિ નાણાંનો કે માણસનો ભોગ આપ્યો જ નથી માત્ર અસહકારની ચળવળ વખતે કેવળ ખીલાફત માટે જ તમે બહાર આવ્યા હતા. એ સિવાય તમે હંમેશાં પરદેશીઓની માફક જ વર્ત્યા છો. આ ઉપરથી શું

સાબીત થાય છે? તમારા હૃદયમાં આ દેશ માટે છાંટાભર લાગણી નથી એ વાત ચોકખી–દીવા જેવી નથી દેખાતી?

૭. આ દેશનાં કેટલાંક મુસલમાની રજવાડાં ઇસ્લામનો પ્રચાર કરવા માટે સેંકડો રૂપિયા રાજ્યની તિજોરીમાંથી આપે છે. આમાં હિન્દુ રૈયતનાં પણ નાણાં હોય છે, એટલે હિન્દુઓના પૈસા હિન્દુધર્મની જ વિરૂદ્ધ વપરાય છે. એ એક ભયંકર અન્યાય નથી?

૮. ભોપાળ એ એક મુસલમાની રાજ્ય છે, તેમાં હિન્દુઓને વટલાવી મુસલમાન બનાવવાની છૂટ છે, પરંતુ કોઇ હિન્દુને વટલાઇ ગયા પછી પોતાની ભૂલ સમજાય અને તે **ફરીથી હિન્દુ થાય, તો તેને ત્રણ વર્ષની** સખ્ત સજા **કરવાનો કાયદો છે.** શું આ ઉઘાડો જુલમ નથી?

૯. ઇસ્લામમાં એવો હુકમ છે, કે "મુરતિદ એટલે ઇસ્લામ છોડીને બીજા ધર્મમાં જનારને ત્રણ વખત ચેતવણી આપવા છતાં જો તે ફરીથી ઇસ્લામનો સ્વિકાર ન કરી લે, તો તેને કતલ કરી નાંખવો." પંજાબમાં "અહમદ કાદિયાની" નામની મુસલમાની ધર્મની એક શાખા છે, તે પંથના એક પ્રસિદ્ધ અનુયાયીએ ઇસ્લામના મનાતા સિધ્ધાંત વિરૂધ્ધ વર્તન કરવાથી થોડા વખત ઉપર અફઘાન સરકારે તેને જમીનમાં અરધો દાટીને લોકોનાં ટોળાં પાસે પત્થરનો મારો ચલાવી નિર્દય રીતે મારી નાંખ્યો હતો. આ કરપીણ બનાવની ચર્ચા મહાત્મા ગાંધી વગેરેએ આ દેશમાં ઉપાડી લીધી, ત્યારે મુસલમાન ભાઇઓએ ઉપલું ઘોર કૃત્ય ઇસ્લામ ધર્મના સિદ્ધાંત પ્રમાણે જ થયું છે, એમ સાબીત કરવાનો પ્રયત્ન નહોતો કર્યો?

હવે વિચારવાનું છે, તે એ કે આ દેશમાં જો મુસલમાની સાર્વભૌમ સત્તા હોય, તો ઉક્ત ભયંકર સિદ્ધાંત પ્રમાણે કોઇ પણ મુસલમાન થએલો હિન્દુ ફરીથી હિન્દુધર્મમાં જઇ શકે જ નહિ. એટલે "મારીને મુસલમાન" બનાવવાનો જ ભયંકર યુગ દાખલ થઇ જાય કે નહિ ?

૧૦. ઉપલી સઘળી વાતો ધ્યાનમાં લેતાં જો આ દેશના કમનસીબે ફરીથી તમારૂં રાજ્ય સ્થાપન થાય, તો તમે કુવા, વાવ, દવાખાનાં, શાળાઓ, અનાથાશ્રમો વગેરે પ્રજાના સુખને માટે કંઇ પણ ન કરતાં માત્ર ઇસ્લામનો જ પ્રચાર કરવા માટે ઠામ ઠામ હિન્દુઓને વટલાવવાનાં ખાતાં ખોલી દો, અને હરકોઇ પ્રકારે હિન્દુઓનું નામ આ દેશમાંથી ખતમ કરી નાખવા માટે પાણીની માફક રાજ્યના પૈસાનો ઉપયોગ કરો તથા મક્કા, મદીના, તુર્કસ્થાન, સીરીઆ, રમનાં આદિ પરદેશોમાં મસીદો વગેરે બંધાવવા માટે તેમજ આખી દુનિયાને ઇસ્લામી બનાવી નાખવા માટે જ આ દેશની ધન-દોલત વાપરવા માંડો ! આવી શંકાથી દરેક હિન્દુ પોતાના મનમાં એવો દૃઢ નિશ્ચય કરે કે "જો આ દેશના નસીબમાં પરાધીનતા જ નક્કી થએલી હોય, તો ઇંગ્લાંડ, ફ્રાંસ આદિ સુધરેલા અને સભ્ય લોકોના જ આધીન રહેવું, પરંતુ આભ અને ધરતી બન્ને એક બની જાય, તોપણ ઇસ્લામી સત્તાને આ દેશમાં કદિ પણ દાખલ થવા ન દેવી." દરેક હિન્દુ પોતાનાં બાળ-બચ્ચાંને પણ ગળથુથીમાંથી આવો જ ઉપદેશ આપે, તો તેમાં તેમનો કાંઇ દોષ કહેવાય ખરો ?

બન્ધુઓ ! અત્રે જે કંઇ લખવામાં આવ્યું છે, તે તમારૂં અંતઃકરણ દુખાવવા કે તમને હલકા દેખાડવાના હેતુથી નહિ,

પરંતુ તમારા અને તમારા ધર્મ માટે જે માન્યતા પ્રસરી રહી છે, તે તમને વિચારવા માટે જણાવી છે.

તમે (હિન્દના મુસલમાનો) અમારા દેશનાજ અને અમારા ભાઇઓ જ છો! તમારા અને અમારા બાપ—દાદા એકજ માતાના ખોળામાં એકજ માતાનું દૂધ પીને મોટા થયા હતા, એટલા માટે ભ્રાતૃત્વની લાગણીથી પ્રેરાઇને તમારી સ્થિતિને ઉંડાણથી તપાસી જોવા માટે આ નમ્ર અરજ કરી છે. ખુદાની ખાતર ગુસ્સો કર્યા વિના કેવળ ધર્મદૃષ્ટિથી જ મારી વાતને વિચારી જોશો એવી હું આશા રાખું છું.

અત્રે તમને એક અગત્યની સૂચના કરવાની છે, તે એ કે તમને હિંદુધર્મ તરીકે જે ધર્મ બતાવવામાં આવે છે, તે અસલ – વાસ્તવિક – હિન્દુધર્મ નથી, પરંતુ શુદ્ધ હિન્દુધર્મ (વૈદિકધર્મ)માંથી સ્વાર્થ, અજ્ઞાન વગેરે અનેક કારણોથી નીકળેલા જુદા જુદા મત—પંથો છે. અર્થાત્ તમને હિન્દુધર્મની જે જે બુરાઇઓ બતાવવામાં આવે છે, તે આ મત—પંથોની છે. શુદ્ધ વૈદિકધર્મની નથી. વૈદિકધર્મમાં મૂર્તિપૂજા તો શું પણ ઇસ્લામના જેવી જડ પૂજા પણ નથી, તેમજ ખુદાનો અવતાર તો શું, પણ કોઇ પેગંબરની પણ પૂજા નથી, પરંતુ કેવળ શુદ્ધ બુધ—મુકત સ્વભાવ, સત્ચિત્ આનંદ, નિરંજન, નિરાકાર, સર્વશક્તિમાન, દયાળુ, ન્યાયી અને નિર્વિકાર બ્રહ્મ કે ખુદાની ઉપાસના કરવાનું જણાવ્યું છે.

માટે ભાઇઓ, જો તમે સચ્ચાઇની શોધ કરવા માગતા હો, તો નિષ્પક્ષ બુદ્ધિ રાખીને તમારા બાપ દાદાના અસલ – જુનામાં જુના વેદધર્મનો અભ્યાસ કરો અને તેની સાથે

ઇસ્લામનો મુકાબલો કરી જુઓ તો તરત સત્ય વસ્તુ તમારા સમજવામાં આવી જશે.

વૈદિક ધર્મમાં સચ્ચાઇ નથી અને ઇસ્લામમાં છે એવું સમજીને તમારા બાપ-દાદાએ ઇસ્લામ સ્વિકારેલો નથી, પરંતુ મુસલમાન બાદશાહોના જુલમથી જ તેમને બળાત્કારે મુસલમાન બનવુ પડેલું હતું જો ઇસ્લામની સચ્ચાઇ જોઇને જ તેઓ મુસલમાન બન્યા હોત, તો સચ્ચાઇને સમજવાની જેનામાં શક્તિ–વિદ્યા અને બુદ્ધિ હોય, તેવો ઉંચો વર્ગ અત્યારે પણ ઇસ્લામમાં દાખલ થતો હોત! પરંતુ અત્યારે તો ગરીબ મજુરો આદિ હલકા વર્ગના લોકો જ ઇસ્લામમાં ભળે છે. કુલીન અને વિદ્વાન વર્ગમાંથી કોઇ મુસલમાન બનતું નથી. કવચિત કોઇ અપવાદ રૂપ તેવો દાખલો બને છે, ત્યારે તે બીજા જ કારણથી બને છે, અર્થાત નાત-જાતની સાથે અણબનાવ થવાથી કે કુટુંબમાં તિરસ્કાર થવાથી ગુસ્સાના આવેશમાં તે ઇસ્લામમાં આવી જાય છે. નહિ કે ઇસ્લામની સચ્ચાઇ ઉપર વારી જઇને!

આ વાતની સાક્ષી માટે સરકારી રીપોર્ટો વાંચી જોશો તો તરતજ તમને ખાત્રી થશે કે ચોરી, જુગાર, વ્યભિચાર ખુનામરકી આદિ નીચ કર્મ કરનારા ગુન્હેગારોમાં મોટો ભાગ ઇસ્લામીઓનો જ હોય છે.

ઇસ્લામમાં દાખલ થઇ જનારાઓની સંખ્યા મોટી છે, તેનાં અન્ય અનેક કારણો છે, તેમાં મુખ્ય કારણ એ છે કે જુલમથી કે દગાથી મુસલમાન બનેલાને હિન્દુઓ પાછા પોતાના ધર્મમાં લેતા નહોતા, એટલે એવાં લાખો મનુષ્યોને મુસલમાન બની રહેવાની બળાત્કારે ફરજ પડી હતી, પરંતુ હવે બાવીસ

કરોડ હિન્દુઓની આંખો ઉઘડી ગઇ છે અને તેઓ વટલી ગએલાને શુદ્ધ કરી પોતાના ધર્મમાં પાછા લેવા લાગ્યા છે, એટલે હવે હિન્દુઓ સાથે મુસલમાનો મુકાબલો કરી શકે તેમ છેજ નહિ, કારણકે હિન્દુઓના પક્ષમાં બે મોટી વાતોની જબરી મદદ છે, એક તો તેમની સંખ્યા ત્રણ ગણી વધારે છે અને બીજું ધર્મની શ્રેષ્ઠતા હજાર ગણી વધારે છે.

બન્ધુઓ! તમે અમારા ભાઇઓજ છો. તમારે અને અમારે એક જ દેશમાં એકજ સાથે જીંદગી ગાળવાની છે, માટે હું તમને બે હાથ જોડીને ફરીથી અરજ કરૂં છું કે તમે મારી વાત ઉપર સંપૂર્ણ વિચાર કરો. મારી ભુલ જણાય તો માફ કરજો અને સચ્ચાઇ જણાય તો એક વીર પુરૂષને છાજે તેવી રીતે તેનો સ્વિકાર કરી અસત્યથી દૂર થજો.

ખુદા સર્વનું ભલું કરે!

**હિન્દુ ભાઇઓને ખુલ્લો પત્ર હવે પછી પ્રકટ થશે.**

———:o:———

રામજી પુંજા આર્યપ્રકાશ મુદ્રણાલય, આણંદમાં બાપુભાઇ કુબેરદાસ પટેલે છાપીને પ્રકટ કર્યું.

# હરિશંકર વિદ્યાર્થીનાં પુસ્તકો

**૧. સુબોધ સંગીતાવલિ** (બીજી આવૃત્તિ) આમાં ઇશ્વર, ધર્મ, વિદ્યા, સત્સંગ ગુરૂ, ગુરૂકુલ, સ્ત્રીધર્મ, સોળસંસ્કારો, તેમજ પ્રચલિત કુરૂઢીઓ વગેરે વિષય ઉપર સાદી અને સરળ ભાષામાં તેમજ મનોહર રાગમાં લખેલી કવિતાઓનો સંગ્રહ છે. વચમાં નીતિશાસ્ત્રના ચુંટી કાઢેલા સુંદર—બોધદાયક સંસ્કૃતશ્લોકો આપેલા છે અને છેલ્લા ભાગમાં ઉત્તર હિંદના પ્રખ્યાત ભજનિકોનાં સુરીલાં હિન્દી કાવ્યો પણ છાપેલાં છે. કીંમત ૦–૩–૦

**૨. સંગીતશ્રેણી** (ત્રીજી આવૃત્તિ) આ પણ ઉપર જણાવેલા પુસ્તક જેવું ગમ્મત સાથે જ્ઞાન આપનારી—બોધદાયક કવિતાઓનું પુસ્તક છે. કીંમત ૦–૩–૦

**૩. જનોઇનાં ગીતો.** (ચોથી આવૃત્તિ.) આમાં જનોઇ રહસ્ય, બ્રહ્મચર્યમહિમા ગુરૂકુળમહિમા વિદ્યામહિમા આદિ વિષયો ઉપર સ્ત્રીગીતોના રાગમાં એકદમ સાદી અને સરલ ભાષામાં લખેલાં મનોહર ગીતો છે. છેલ્લા ભાગમાં વિવાહના બે મહત્વનાં ગીતો છે. કીંમત ૦–૨–૦

**૪. જનોઇ**—(સંવાદરૂપે) આમાં જનોઇ કાને શા માટે ચઢાવવું, ડાબે ખભે શા માટે રાખવું, તેને કેવી રીતે બનાવવું કોણે પહેરવું, ક્યારે પહેરવું, શા માટે પહેરવું આદિ અનેક પ્રશ્નોનું રમુજી સંવાદરૂપે સમાધાન કરવામાં આવ્યું છે. કીંમત ૦–૪–૦

**૫. સૂર્યભેદન વ્યાયામ.** શ્રી. પં. સાતવળેકરજી પ્રખ્યાત હિન્દી ગ્રંથનો સાદી ગુજરાતી ભાષામાં અનુવાદ. કીંમત. ૦–૬–૦

**૬. આસન અને આરોગ્ય.** આમાં યોગના આસનોના અપૂર્વ લાભ દર્શાવેલા છે. કીંમત. ૧–૦–૦

---